"અનામે યજદાં"

# પાકજાદ પરીન.

---

## નાટક ત્રણ અંકી.

---

બાલીવાલા

### વિક્ટોરિયા નાટક કંમ્પનીને માટે.

રચનાર રતનજી ફ્રામજી શેઠના

મી. જહાંગીરજી આદરજી માસ્તર.

પહેલ્લો વાર છપાવી પ્રસીધ્ધ કીધા છે.

---

[illegible] ઓનેસ્ટ પ્રિન્ટીંગ પ્રેસમાં

નારાયણરાવ રણછોડજી દેશાઈએ છાપી -- સુરત.

---

સન ૧૯૨૪

---

કીંમત ૪ આના.

# નાટકના પાત્રો.

૧૦-૧૧



મરદો.

**સપલ**......શરત તથા દારૂના લખમા પાયમાલ થયલો એક ગ્રહસ્થ, પરીનનો ભરથાર તથા બાનુનો બાપ.

**જમશેદ** ....પરીનનો આગલો આશક. પાછળથી દિલસોઝ મિત્ર.

**બેજો** ..... સપલનો વફાદાર કારભારી. પરીન તથા બાનુનો મદદગાર.

**ફીરોજ** ...પોલીસનો ફાસીએ. [illegible]દાર. પરીનનો બદનીયત જુલમગાર આશક

**આકો**.......ફીરોજનો સાથી.

**ડોસુ** ......પ્રથમ ફીરોજનો સાથી. પાછળથી ફીરોઝનો વિરોધી અને સપલનો મદદગાર.

**મેરવાનજી સોલીસીટર**... ફરામ તથા નાજાના મામા, પાછળથી સપલના સોલીસીટર.

**ફરામ**.......એક કોલેજ્યન, મેરવાનજીના ભાણેજ, નાજાંના ભાઈ.

**નવલ**
**અદી** } ....ફરામના કોલેજ્યન દોસ્ત.

**ગુસ્તાદ ઘામટ**....મેરવાનજી સોલીસીટરનો અકરમ સગો.

**કાવલો** ....ફરામનો ચાકર.

**મંચુ કરાકરી**....મેહેરવાનજી સોલીસીટરનો કારભારી.

**જહાંગીર**....તરકટી વકીલ.

**અન્તુન ફર્નાનદીઝ**...પ્રથમ એક બોય, પાછળથી ડેનટીસ્ટ.

**પાંડુરંગ** ...બેલીફ.

•

## ઓરતો.

પરીન.......સપલની સદગુણી ધણીયાણી, બાનુની માતા.

બાનુ .......સપલ તથા પરીનની નીરદોષ દીકરી.૧૮

નાજાં .......ફરામની બહેન. મેરવાનજીની ભાણેજી.

પીરોજાં....મેરવાનજીની સગી, ફરામની ભવિષ્યની ધણીયાણી.

## નાટકના પાત્રો.

---

એમી.......ફીરોજ ફોજદારની પરણેતર.

ખુરશેદ....એક સદગુણી ઓરત, પરીન તથા એમીની સહી.

નાહલી કાકી....ફરામ તથા નાજાંના કાકી.

એ સિવાય દોલો, કોલો, શામલો, આયા, છોકરાંઓ, પહેરાવાળા, પોલીસ, સુબેદાર, સિપાઈ, જિનરિક્ષાવાળો, ગાડીવાળો વિગેરે.

સ્થળ—મુંબઇ તથા પુના.

“ બનામે યજદા ”

રતનજી ફરામજી શેઠના કૃત—

# પાકજ઼ાદ પરીન.

નાટક ત્રણ અંકી.

---

પરીન—પોઢો પોઢોની મારાં, પ્યારાં, જાયાં માતનાં,
જુગ જુગ જીવજો, ગુણી નિવડજો.
રૂડાં સુકરમી, બનજો ધરમી. ખુદા તું સુખ બક્ષજે
રહે મન ભલાની ભલાઈમાં, રહે મન ખુદાની ખુદાઇમાં
હરખે મન માતનાં—હરખે મન તાતનાં.
ખુદાની ખુદાઈથી, રાહત મન પામશો—પોઢો.

ગાયન ૨.

દાદારો, દાવર, ખાવર,
સરવર, પરવર, દાતા દાની યાવર
ખાલિક, માલિક, અકબર.
યજદાન પાક તું, માલેક ખાક હું.
ચરણે, શરણે. મન રહે તુજને,—યજદાન.
પાપો તું કાપજે, નેકી તું આપજે,
માફ તું કરજે, માફ તું મુજને.—યજદાન.

ગાયન ૩.

ઝુણુ—એ એ એ એ એ; રસ ભર ઉઠાવો શરાબ.—એ.
આ છે રંગી શરાબ, ખુશ રંગી શરાબ.—એ.

ફીરોજ—ખીલે નશાથી ખુશ રંગ રાગ. (વાહ વાહ).
ખુશ ખીલે ખિયાલ, મન કરે નિહાલ
ફન આપે વિશાલ, કરે રંગી વિકાલ;
સંગ સાથ.—એ.
માકો—પ્યારી શરાબ દે મન કરાર, (ઠીક ઠીક.)
છેજ એમાં સવાબ, નથી નશા ખરાબ,
પીન એન નવાબ, 'રાહત' આપે શરાબ.
ઢંગ સાથ.—એ.

ગાના ૪.

કરમ બુરાં છે જે ઔરતના, પતિ જેનો છે અતિછંદી,
સત સંગનો ભંગ, નિશ્ચય કરશે, તે નરની છે મતી ગંદી,
સઉ સુખમાં પતિ સુખ પામે જે, તે ભાગ્યવંતી છે બંદી;
વહેમ બુરો જે રાખે છે, સ્વામી નજર કરે છે શકમંદી;
તે ઘરની ખરેખરી બરબાદી, તે ઘરમાં હરદમ મંદી.

ગાયન ૫.

ખુરશેદ—ખરે તારે ખુદાતાલા, જગતમાં સતપન જે નિત રાખે.
જુઠ હારે, મતિવાલા, આખરમાં બદમન જે ફંદ નાખે.
નિતિને હરિયે, નાવ બદીની, છલ કપટ બધી હારે.
નહિ તારે, રસિલી, છબિલી; કપટમાં રાહત મન તજી નાખે.
વાવો તેવું પામશો, જગાની આ છે રીત,
કરણી તેવી ઉતરણી, નેકીની છે જીત.

ગાયન ૬.

ફીરોજ—માનો પરીન, જરા દિલથી હુજ્જત તજી.
નહિ તો થશે ખ્વાર માન!
નહીં કર જીદમાન જરા માન દઈ દયાન.
હટને તું છોડ, નહિ તોડ આય જાન,
હાથ લાંબો કરૂંછું દે દાન—માનો.

હસી, વસી, મળીને જોજે મહારૂં હેત મહેરબાન.
હર વકત ના કર તાન, તું આલીશાન,
માન, મ્હારૂં ન ખોહી દે માન—માનો.

ગાયન ૭.

બજો—ખરી તે નારી જે નીતીમાં છે સારી,
જે નીતીમાં છે સારી, જે પ્રીતીમાં છે સારી—ખરી,
નીતિ વનાની નાર નઠારી તે જગતમાં તમામ અકારી.
પ્યાર કરવા લાયક પ્યારી,—જે નીતીમાં છે સારી—ખરી.
દાદગર રૂડાં કરે હર નારનાં ભુંડાં ચલન
નામના ઘરમાં થશે ને ગામમાં સઉ જન મધન
ભલી તે ભારી, જે હિતથી રાખે યારી,
જે હિતથી રાખે યારી, જે ચિતથી રાખે યારી.—ખરી.

ગાયન ૮.

ખુરશેદ—સંસારમાં જે મોહીને પડવાનો, મન સુખી, હરિમન સુખીયા.
કોઈ મન દુઃખીયાં છે, સંતોશી સુખિયા છે.
પલપલ દુઃખના, થલથલ રંજ રાખે, રંજ લાખે;
તનમન નિસદિન કોઈ સુખીયા.—સંસાર.
જુઠી જગત સારી, પામી અગત ભારી;
હર દિલના, મોહ બાનમાં કયદ થશો કર જોડી.—સંસાર.

ગાયન ૯.

બાનુ—આશા મ્હારી છે ખરી,
માન, માન, યજદાન તું ખરી—આશા.
દાદ મ્હારી લઈ દે યારી, હમપરનું દુઃખ દે ટાળી,
રંજ કાપી, ગંજ આપી, કર સુખી તું ઘર જાળી ભલી,
માગું હું કરગરી, માન, માન, યજદાન તું જરી.—આશા.

## ગાયન ૧૦.

આનુ—લઇ નામ ખુદા નામ સઉ ઠામ,
છે ખરો જે યાવર યાર તેને નમીએ—લઈ નામ.
તે વન માયા લાગે અકારી, તે વન સહુ નાકામ,
જગ માયામાં વસ જો થવો તો, તે છે સંકટ ધામ;
રામ નામ લે હર ધામ—
છે ખરો જે યાવર, તેને નમીએ—લઇ નામ.

## ગાયન ૧૧.

સપદા—આપ આપ આજ આપ, તું મ્હને ઝનુંન આપ,
હાય કીનો ! કીનો ! ચીરૂં સીનો ! સીનો !—આપ.
કપટ ત્યારે જશે, વેરી મ્હારા મરશે જાનથી,
ભુલું હાય ન કીનાનો છાપ—આપ.
વેરી જલો બલો ને આગ લાગો તન મહીં
જલે રીપુનું ખાનદાન, જમ તું આવી પ્યાર કર.
ઠાર કર, જાર કર, મુદ્દઇ દુશમનો,
જગથી જાય પાપ.